# પાટણ જિલ્લાની સુપ્રસિધ્ધી માટેના કારણો

**વિનુબેન રણજીતસિંહ ઝાલા**
**રિસર્ચ સ્કોલર, ઈતિહાસ, સુરેન્દ્રનગર યુનિવર્સિટી, વઢવાણ**

**માર્ગદર્શક**
**ડૉ. કુમારપાળ પરમાર**
**અસોસિએટ પ્રોફેસર, ઈતિહાસ, સુરેન્દ્રનગર યુનિવર્સિટી, વઢવાણ**

**સારાંશ**

પાટણ જિલ્લામાં વર્તમાન સમયમાં ભૌગોલિક, શૈક્ષણિક, વહિવટી, વસ્તી, બેંકિગ અને તેના સિવાય પણ વિવિધ માહિતી જોવા મળશે. સૌ પ્રથમ ગુજરાતની થોડીક માહિતી અને ત્યારબાદ પાટણનો ઈતિહાસ અને પાટણ જિલ્લાને સિધ્ધી અપાવવા જોવાલાયક સ્થળો તથા ઉદ્યોગોની સમીક્ષા કરવામાં આવે છે. પાટણની સ્થાપના વિક્રમ સંવત 802 ના મહાવદ સાતમ ને શનીવાર ઈ.સ. 746 માં થઈ હોવાનુ પ્રાચીન ગ્રંથોમાં નોધાયેલુ છે. પાટણનો પ્રથમ રાજા વિર વનરાજ ચાવડા હતો. ચાવડા વંશના 1. વનરાજ, 2. યોગરાજ, 3. રત્નાદીત્ય, 4. વૈરસિંહ, 5. ક્ષેમરાજ, 6. ચામુંડ, 7. રાહડ, 8. ભુવડ ઉર્ફે સામંત સિંહ રાજાઓ થઇ ગયા. સામંતસિંહ ચાવડા વંશનો છેલ્લો રાજા હતો. સામંતસિંહ ખુબજ નબળો રાજવી હતો. તેના ભાણેજ મુળરાજ સોલંકીએ સામંતસિંહને મારી પાટણની ગાદી કબજે કરી. આમ આ સાત રાજવીઓ એ લગભગ 200 વર્ષ સુધી પાટણમાં રાજ કર્યુ. ચાવડા વંશ વિ્ક્રમ સંવત 802 થી 998 સુધી ચાલ્યો. 300 વર્ષના શાસન કાળમાં સોલંકી રાજવીઓએ પાટણને ખુબજ સમૃધ્ધ અને સુશોભીત કર્યુ. તેમને પાટણમાં સ્થાપત્યોનો નિર્માણ કરાવ્યા, જેથી પાટણ સમગ્ર વિશ્વમાં સુવિખ્યાત બન્યું.

પાટણ પર માર્ગદર્શન આપતા ઈતિહાસકાર ડૉ. કુમારપાળ પરમાર જણાવે છે, ‘પાટણમાં ઈતિહાસ અને વારસો એકીકૃત રીતે ભળી જાય છે, આ એક એવો જિલ્લો છે કે જે વીતેલા યુગની વાર્તાઓ અને ગુજરાતની જીવંત સંસ્કૃતિ પર પડઘો પાડે છે.‘

એવા પાટણ જીલ્લાને સુવિખ્યાત થવા પાછળના કારણો તપાસવા પ્રસ્તુત શોધપત્ર તૈયાર કરવામાં આવ્યું છે.

**ચાવીરૂપ શબ્દો:** પાટણ, રાણકી વાવ, સહસ્ત્રલીંગ તળાવ, પ્રવાસન સ્થળો

## 1. પ્રસ્તાવના

પાટણ ઉત્તર ગુજરાતમાં $23^{0}51'$ ઉત્તર અક્ષાંશ અને $72^{0}11'$ પશ્ચિમ રેખાંશ ઉપર આવેલું છે. આ શહેરની પૂર્વ-પશ્ચિમ લંબાઈ આશરે 4500 ફૂટની છે. જયારે ઉતર-દક્ષિણ પહોળાઈ આશરે 6400 ફુટની છે. ઈ.સ. 746માં સ્થપાયા પછી સમૃધ્ધિના શિખર પર આરૂઢ થયેલા અણહિલપુર પાટણનો ઈ.સ. 1300માં ધ્વંસ થયો. નગરના અલંકારરૂપ પ્રસાધનો વિહારો, મંદિરો, મહાલયો વગેરેનો મોટે ભાગે નાશ થયો. નગરમાં લૂંટ ચલાવવામાં આવી અને અત્યાચારનો કાળો કેર વર્તાવ્યા પછી ઠેર ઠેર આગ લગાવવામાં આવી. નગર બેહાલ બની ગયું. નષ્ટ ભ્રષ્ટ પાટણ ફરીથી આબાદ કયારે થયું તેનો ચોકકસ સમય કયાંય જોવા મળતો નથી. છતાં કેટલાક બનાવો ઉપરથી એમ કહી શકાય કે ઈ.સ. 1314ની આસપાસમાં નવું પાટણ વસ્યું હોવું જોઈએ.

ઈ.સ. 1315માં શત્રુંજય તીર્થના ઉધ્ધારક સંઘપતિ દેશલશાહના પુત્ર પાટણમાં વસતા હતા. તેમણે અનેક જૈન મંદિરો બંધાવ્યા હતા. તેમણે તે વખતના અલબખાન નામના સુબાને પોતાની કુશળતાથી પ્રસન્ન કર્યા હતા અને તેથી સમજાય છે કે એ સમયે પાટણ હયાત હતું. તઘલક ફિરોજશાહના રાજયકાળમાં પાટણમાં શાંતી સ્થપાઈ અને બેવડા વેગથી નવા મંદિરો બંધાવા માંડયા. પ્રાચીન જાહોજલાલી ખ્યાતીને તાત્ર કરાવે એવું એ નગર નવેસરથી બંધાઈ ચૂકયું હતું.

તેને ફરતે જુનો કોટ છે જે સાડા ત્રણ માઈલના ઘેરાવામાં છે. જેના ઘણા ભાગો આજે તૂટી ગયા છે. કાળક્રમે પાટણના ઘણા સ્થળો લોપાયા છે. પરંતુ તેના અવશિષ્ટ ભાગો પણ દર્શનીય છે. જે નીચે મુજબ છે.

2. **રાણકી વાવ**

રાણકી વાવનો આજે વર્લ્ડ હેરીટેજમાં સમાવેશ થયેલો છે. પાટણના પ્રાચિન સ્થાનોમાં રાણકી વાવ શિલ્પ સ્થાપત્યનો અજોડ નમુનો છે. સદીઓ અગાઉ સરસ્વતી નદીમાં આવેલા પૂર અને અન્ય ઘટનાક્રમથી આ વાવ જમીનમાં દટાઈ ગઈ હતી જેથી ધરતી તળે દબાયેલી આ વાવ પર કોઈની નજર પહોંચી શકી ન હતી. પરંતુ, 20મી સદી સુધી લોકોથી અલિપ્ત રહેલી આ વાવને મૂળ સ્વરૂપમાં લાવવા ભારતીય પુરાતત્વ વિભાગે ઇ.સ. 1968માં વાવમાં ભરાયેલી માટીને બહાર કાઢવા ઉત્ખનન કાર્યવાહી આરંભતા ઘણા વર્ષો બાદ વાવ તેના મૂળ સ્વરૂપમાં આવી હતી.

સહસ્ત્રલીંગ સરોવરની પાસે જ ભીમદેવ સોલંકીની પ્રિય રાણી સૌરાષ્ટ્રના નરવાહન ખેંગારની પુત્રી ઉદયમતીએ પોતાના મંત્રી દામોદર અને પુરોહીત સોમની સલાહથી બંધાવેલ ભવ્ય વાવ છે. રાજા ભીમદેવનો સમય ઈ.સ. 1078 થી 1120નો હતો એટલે તે કાળમાં રાણકી વાવ બંધાઈ હતી. આ વાવ અંગે જે ઉલ્લેખ મળે છે. તે પ્રમાણે તે સાત ખંડની હતી. આ વાવમાં દરેક સાતથી આઠ પગથીયા આગળ મોટા પગથાળો બનાવી બંન્ને બાજુએ ભગવાન શિવના અનન્ય શિલા શિલ્પો કોતરાવ્યા હતા. આ ઉપરાંત શિવ વિષ્ણુની એકતા સૂચક શેષશાયી વિષ્ણુ,શિવ,શકત સંપ્રદાયના દેવીના વિવિધ સ્વરૂપો પક્ષ યુગલો, ગજથર નરથર, ગ્રાસ પટ્ટીઓ, ઘટપલ્લવો, ચૈત્ય ગવાક્ષો વગેરે બનાવેલા હતા એવું બહાર આવતાં શિલ્પો સાક્ષી પુરે છે. આ વાવમાં નીચે મુજબની ચીજો નોંધપાત્ર જોવા મળે છે.

- વાવના સાતમાળ ખોદવામાં આવ્યા છે. જેમાંથી બે થી ત્રણ માળ સંપૂર્ણપણે તૂટી ગયા છે.
- વાવ માત્ર પાણી પુરવઠો જાળવી રાખવા માટેજ બંધાવી જણાતી નથી. પરંતુ રાજા પોતે સહકુટુંબ અમુક સમય એકાંતમાં ગાળી શકાય તેવી સગવડો ધરાવે છે.
- રાજા નાનકડો દરબાર ભરી નૃત્યાંગનાના નૃત્ય માણી શકે એવું ચારેય બાજુનું વાતાવરણ જમાવેલું જણાય છે.
- જયારે રાજા કે તેના કુટુંબીજનો ત્યાંજ હોય ત્યારે વાવ સમગ્ર જનતા માટે ખુલ્લી રહેતી હોવી જોઈએ એ રીતના વાવના પગથીયા છે.
- આપત્તિના સમયમાં દૂશ્મનને શંકા પણ ન આવે એ રીતે વાવમાંથી ગુપ્ત રસ્તે બહુ દૂર સહી સલામત નીકળી શકાય તેવા રસ્તા હોવા જોઈએ જે શોધવાના રહયાં.
- દશાવતારો મત્સય,કૂર્મ,વારાહ,નૃસિંહ,વામન,પરશુરામ,શ્રીરામ,બુધ્ધ,શ્રીકૃષ્ણ અને કલ્કિ એમ દશ પૈકી બે મૂર્તિ સીવાય બાકીની આઠ અવતારોની સુંદર મૂર્તિઓ વાવમાં જોવા મળે છે.
- દિવાલોમાં પણ ઝીણું ઝીણું કોતરકામ છે. એક પણ જગ્યા એવી નથી કે જયાં કોતરણી ના હોય. કૂવાની ગોળ દિવાલો પણ કોતરણીથી ભરપુર છે.
- કુવાના દરેક માળે શેષશપ્યા પર બિરાજેલ ભગવાન વિષ્ણુની પ્રતિમાઓ છે. આ બધી પ્રતિમાઓ એક સરખી છે.
- અંજનશલાકા હાથમાં રાખી સૌદર્ય પ્રસાધનથી ભરપુર, શૃંગારના સમયની મુદ્રાઓ, અતિરૂપવાન એવી અપ્સરાઓની તથા યોગીનીઓની મૂર્તિઓ આકર્ષક છે.
- કોઈ એકજ પ્રદેશ નહિ પણ વસ્ત્રોમાં,શૃંગારમાં વિવિધતા જણાય છે. તેથી કારીગરો જુદા જુદા પ્રદેશના હશે તેવું જણાય છે.
- રેતીયા પથ્થરમાંથી બંધાયેલ વાવમાં કયાંય આરસ વપરાયો નથી. વૈષ્ણવ અને શિવ સંપ્રદાયને સમર્પિત વાવ છે.

3. **સહસ્ત્રલીંગ તળાવ**

રાણકી વાવની ઉત્તરે આવેલા સહસ્ત્રલિંગ તળાવ ટેક્નોલોજી, સૌંદર્ય અને આધ્યાત્મિકતાના સંદર્ભમાં તમામથી ચડિયાતું છે. સહસ્ત્રલીંગ તળાવ સિધ્ધરાજ જયસિહે માળવા ઉપર ચઢાઈ કર્યા અગાઉ એટલે વિક્રમ સંવત 1190 પહેલા શરૂ કર્યુ હતું અને અવંતિ વિજય પછી વિક્રમ સંવત 1193-94માં પૂર્ણ થયું હતું તેવો ઉલ્લેખ પ્રાપ્ત છે. તેનું મૂળ નામ દુર્લભ સરોવર હતું પણ તેના કાંઠા ઉપરના સહસ્ત્ર શિવમંદિરોને કારણે તે સહસ્ત્રલીંગ નામથી વિશેષ પ્રખ્યાત બન્યું. ધ્વાશ્રય મહાકાવ્ય, કિર્તીકૌમુદી, હમીરમદમર્દન અને સરસ્વતી પૂરાણમાં તેની વિગતપૂર્ણ વર્ણનો જોવા મળે છે. હાલમાં કરેલા ખોદકામ ઉપરથી તે સમચોરસ હશે અને તેની મધ્યમાં બક સ્થળ આવેલું

છે તેમ જણાય છે. આ સરોવરને અમર બનાવવા રાજવીએ તેને શિલ્પ સ્થાપત્યોથી મઢી લીધુ હતું. સરસ્વતી નદીથી સરોવર સુધીમાં બનાવવા આવેલી લગભગ બે માઈલ લાંબી નહેર અને સમગ્ર સરોવરનો કાંઠો વિવિધ ધર્મસ્થાનોનું ધામ હતું. નહેરનો છેડો રૂદ્રકુપ આગળ અટકતો. આમાં નદીનું પાણી સ્થિર હતું આજે ખોદકામને આ રૂદ્રકુપ બહાર આવ્યો છે. આ સહસ્ત્ર શિવ મંદિરો ઉપરાંત અનેક દેવાલયો હતાં. જે દેવનું મંદિર જે કાંઠે હોય તે દેવનું તીર્થ બની જતો. સરોવરનો પશ્ચિમ કાંઠો દેવપીઠ હતો. ત્યાં 108 દેવ પીઠો હતાં. તે ઉપરાંત ભાયલ સ્વામીનું સૂર્યમંદિર, લવકુશ, વિનાયક, કાર્તિક સ્વામી, ભૂતેશ્વર, સોમનાથ, હરસિધ્ધી અને બકસ્થળ ઉપર વિંધ્યવાસીની દેવીનું મંદિર હતું. આ એક સરોવર ઉપરાંત તે એક મહાન વિદ્યાધામ હતું. આ ઉપરાંત સરસ્વતી નદીનું સરોવર પધારવા અંગેનું એક રૂપક સરસ્વતી પૂરાણમાં આપ્યું છે.

**4. કાલીકા માતાનું મંદિર**

સહસ્ત્રલીંગ જવાના રસ્તા ઉપર આ મંદિર આવેલું છે. કાલીકા માતાનું મંદિર સરોવરના પૂર્વ કિનારે જ્યાં પ્રાચીન કિર્તી સ્તંભ હતો તેની પાસે આવેલો છે. માતાત્રના સ્થાનની સાથે ત્યાં આવેલા અણહિલપુરનો ઉંચો કોટ પ્રાચીનકાળમાં કોટ કેવા પ્રકારના માપના બનતા હતા. તેનુ દર્શન કરાવે છે. કાલીકા માતાનું મંદિર અર્વાચીન હોઈ તેના થાંભલા પ્રાચીન મંદિરના છે. અને તેમના એક થાંભલા પર સવંત 13ના સૈકાનો એક લેખ પણ છે. આ લેખ ઉપરથી તે વસ્તુપાળના કુટુંબના મકાનના થાંભલા હોવાનું મનાય છે.

**5. ત્રિકમ બારોટની વાવ**

ત્રિકમ બારોટની વાવ કે બહાદુર સંગની વાવ જે બારોટની વાવના નામે ઓળખાય છે. તે ઈનામદાર બારોટ અમરસિંહત્રના પૂર્વજના નામે જાણીતા હતાં. આ વાવ ગાયકવાડના અમલ દરમ્યાન સવંત 1862 થી 1865માં જુના સહસ્ત્રલીંગના પથ્થરોમાંથી બનાવેલી છે. નાશ પામેલા જુના અવશેષોના કેટલાક શિલ્પો વગેરે તેમાંથી જોઈ શકાય છે. વર્તમાન વાવની જરૂરત નહિવત હોવાથી તે ખરાબ હાલતમાં જોવા મળે છે.

**6. હેમચંદ્રાચાર્ય જ્ઞાન મંદિર**

ગ્રંથ ભંડારો કે જ્ઞાન મંદિર બનાવવાની પરંપરા પ્રાચીન કાળથી જ જોવા મળે છે. સિધ્ધરાજ જયસિંહ કુમારપાળ જેવા રાજવીઓએ કરોડોના ખર્ચે પાટણમાં ગ્રંથ ભંડારો બનાવ્યા હતાં. આ જ્ઞાન મંદિર પંચાસરા પાસેના પાર્શ્વનાથ પાસે સુંદર ભવનમાં આવેલું છે. આ જ્ઞાન મંદિર બન્યું તે પહેલા પાટણના સરસ્વતીના ઉપાસકોએ રચેલા કે સંગ્રહિત કરેલા અમુલ્ય હસ્તલીખીત ગ્રંથો જુદાજુદા ઉપાશ્રયોના ભંડારોમાં હતાં. પરંતુ તેમાંથી કેટલાક ગ્રંથો નાશ પામ્યા છે. શ્રી પૂણ્ય વિજય મહારાજની સલાહથી આ જ્ઞાન ભંડાર રચાયો અને તેમાં જુદી જુદી જગ્યાએથી ગ્રંથો લાવી તમામ ગ્રંથોનું વૈજ્ઞાનીક પધ્ધતીથી સુચી પત્ર વિગતવાર તૈયાર કરી સંગ્રહવામાં આવ્યા છે. બેલ્ત્રયમના વિખ્યાત સ્થાપીત શ્રી ગેસ્વરે જ્ઞાનભંડારોને શોભે તેવું ભવ્ય સ્થાપત્ય રચી આ જગ્યાને ફાયરપ્રુફ બનાવ્યું છે. આ જ્ઞાનમંદિરનું ઉદ્ઘાટન 1937માં શ્રી ક. મા. મુનસીના વરદ હસ્તે થયું હતું. હાલમાં બધાજ ગ્રંથો સ્વતંત્ર લાકડાના બોકસમાં જંતુનાશક દવાઓ મુકીને રાખવામાં આવ્યા છે. તેમાં 200 તાડપત્રી, 20 હજાર હસ્તલીખીત અને 1200 સ્થાપેલા ગ્રંથો છે. 11મી સદીથી અત્યાર સુધીના સોનેરી, રૂપેરી કે સામાન્ય કાળી લાલ શાહીથી લખાયેલા. કેટલાક ગ્રંથો તો અનુપ ચિત્રો દોરવામાં આવેલા છે.

**7. ખાન સરોવર**

આઈને અકબરીમાં આ તળાવ અકબરના દુધભાઈ ખાન-ઈ-આઝમ પીરજાદા અઝીઝ કોકાએ ઈ.સ. 1590ના સમયમાં બંધાવ્યાનું સૂચવ્યું છે. આ બાબતની કોઈ આધારભૂત નિશ્ચીત માહીતી મળતી નથી. પરંતુ તે સોલંકી કાળનું હોવાનું ઘણે અંશે સિધ્ધ થતું હોવાથી એવું માનવાનું કારણ એ છે કે કોઈ ખાન નામના જાણીતા સુબાએ તેનું પુનઃ રૂધ્ધાર કરાવી ખાન સરોવર નામ આપ્યું હશે. તાજેતરમાં વિક્રમ સંવત 2063ના સમયમાં તેને સિધ્ધી સરોવર નામ આપવામાં આવ્યું છે.

**8. પાટણના પ્રખ્યાત પટોળા**

પાટણના સાલવીઓ તેમના પટોળાને કારણે વિશ્વમાં પ્રખ્યાત છે. પાટણનું પટોળું એટલે વણાંટ કામની અદભૂત કલાનું સુરેખદર્શન. પટોળામાં વિવિધ ભાતો ખાસ વિશિષ્ટ રચનાથી પાડવામાં આવે છે જે બંન્ને બાજુ એક સરખી છે. આ નવીન ભાતોમાં રંગોના મીશ્રણની અનોખી કલા છે. બારમા સૈકા પહેલા પણ આખા ભારતમાં આ કલા વિખ્યાત હતી. સાલવી લોકોના બધા કુટુંબોમાં આ પટોળા તૈયાર થતાં આજે માત્ર બે-ત્રણ કુટુંબમાં સચવાઈ રહયા છે.

9. **હેમચંદ્રાચાર્ય ઉત્તર ગુજરાત યુનિવર્સિટી**

હેમચંદ્રાચાર્ય યુનિવર્સિટીની સ્થાપના 1986ના વર્ષમાં કરવામાં આવી હતી. બનાસકાંઠા, પાટણ, મહેસાણા અને સાબરકાંઠાની તમામ કોલેજોનું સંચાલન અહીંથી કરવામાં આવે છે. આર્ટસ, કોમર્સ, સાયન્સ તેમજ બી. બી. એ અને એમ. બી. એ જેવી કોલેજો આ યુનિવર્સિટીમાં આવેલી છે. યુનિવર્સિટી કુલ 212 એકરમાં ફેલાયેલી છે. જેમાં વિધાર્થીઓ અને વિધાર્થીનીઓના રહેવા માટે હોસ્ટેલની સુવીધા પણ છે. આ સિવાય ગાંધી મેમોરીયલ હોલ, એક મોટી લાયબ્રેરી જેમાં 50 હજારથી પણ વધુ પુસ્તકો છે. રોજગાર કચેરીની ઓફીસ, વહીવટી ભવન, સુંદર બગીચાઓ યુનિવર્સિટી પ્રાંગણમાં જોવા મળે છે.

10. **ભણસાળી ટ્રસ્ટ (રાધનપુર)**

1983ના વર્ષમાં ભણસાળી ટ્રસ્ટ દ્વારા સ્ત્રી, બાળકો અને સામાન્ય લોકોના આરોગ્ય માટે હોસ્પિટલ ખોલવામાં આવી. હોસ્પિટલમાં ૫૫ બેડની સુવીધા,૨ ગાયનેક ડૉકટર, 2 પીડીયાટ્રીસીયન અને 3 એમ. બી. બી. એસ ડૉકટરનો સ્ટાફ છે. આ હોસ્પિટલ દ્વારા રાધનપુરની આજુબાજુના લગભગ 200 ગામોના ઓછા દરે આરોગ્યલક્ષી સેવાઓ પ્રાપ્ત થાય તે ઉદ્દેશથી ખોલવામાં આવી હતી. દર વર્ષે લગભગ 2400 જેટલી ડીલીવરી અને 150 જેવા નાના મોટા ઓપરેશન અહીં કરવામાં આવે છે. એક્ષ-રે, સોનોગ્રાફી, મેડીકલ સ્ટોર્સ, એમ્બ્યુલન્સ અને બહારથી આવેલા દર્દીઓ માટે જમવાની વ્યવસ્થા પણ ભણસાળી ટ્રસ્ટ દ્વારા કરવામાં આવે છે. હોસ્પીટલની અંદર એક બ્લડ બેંક પણ આવેલી છે.

11. **રૂદ્ર મહાલય (સિધ્ધપુર)**

પ્રબંધ ચિંતામણીમાં જણાવ્યા મુજબ રૂદ્ર મહાલય સિધ્ધરાજ જયસિંહે બંધાવેલ એમ જણાવેલ છે. પરંતુ કર્નલ ટ્રોડના જણાવ્યા મુજબ સોલંકી વંશના સ્થાપક મૂળરાજ સોલંકી પહેલાએ ઈ.સ. ૯83માં રૂદ્ર મહાલયનું બાંધકામ શરુ કરેલ. પાકા રેતીયા પથ્થરથી 200-200 મણની શિલાઓ 8 બળદના જોડીયા રેંકડા ઉપર મંગાવવામાં આવતી, મંદિર બંધાવ્યા બાદ તેમાં રુદ્ર ભગવાનની સ્થાપના થઈ. આ વિશાળ રૂદ્ર મહાલય આજુબાજુ રૂદ્રના અગીયાર મંદિરો ચણાવવા લાગ્યા પરંતુ તેવામાં મૂળરાજનું અવસાન થયું અને તેઓનું કલ્પના મુજબનું બાંધકામ અટકી ગયું. મૂળરાજ પછી ચામુંડરાજ, વલ્લભરાજ, ભીમદેવ, કર્ણદેવ, વગેરે રાજાઓ સુધી કોઈએ આ ભવ્ય મહેલ બંધાવ્યો નહી. પરંતુ ત્યાર પછીના રાજવી સિધ્ધરાજ જયસિંહે આ રૂદ્રમાળનું અધુરૂ કામ ચૌદ વર્ષ સુધી ચલાવી ભવ્ય રૂદ્રમાળ ઉભો કર્યો. આ રૂદ્રમાળ માટે કહેવાય છે કે રૂદ્રમાળના પાંચમા માળેથી જોતાં પાટણમાં સરસ્વતી નદીમાં પાણી ભરતી પનીહારીઓ જોવા મળતી. 300 ફુટની ઉંચાઈ આ રૂદ્રમાળ બાંધવામાં આવ્યો હતો.

12. **બિંદુ સરોવર (સિધ્ધપુર)**

કહેવાય છે કે બ્રહમદેવના માનસ પુત્ર અને પ્રજાપતીઓમાં શ્રેષ્ઠ મુની સાર્દુણ કદમને પ્રજોત્પતી કરવાની પિતાની આજ્ઞા થતાં તે શકિત મેળવવા માટે સરસ્વતીના શાંત કિનારે 10 હજાર વર્ષ સુધી ઉગ્ર તપસ્યા તથા યોગક્નિયા વડે શ્રીહરીની આરાધના કરી અને તેના ફળરૂપે ભગવાને દર્શન દીધા અને કહયું કે તમે મનુની દીકરી દેવહુતીનું પાણી ગ્રહણ કરી પ્રજા ઉત્પન્ન કરો હું પોતે તમારે ત્યાં પુત્ર રૂપે જન્મીશ. છેલ્લે દેવહુતીને ત્યાં કપીલ ભગવાનના નામે પ્રગટ થયાં અને દેવહુતીને સાંખ્યશાસ્ત્રનો ઉપદેશ કર્યો. દેવહુતીની આંખમાં જે હર્ષના આંસુ વહયા તે હાલ બિંદુ સરોવર તીર્થ માતૃગયા તીર્થ તરીકે દુનીયા ભરમાં જાણીતું છે. વર્તમાનમાં બિંદુસરોવરમાં મંદિરોનું સમારકામ, નવા બાગબગીચા, રંગમંચ, તળાવ તેમજ લોકોની સગવડ માટે સરાવવાની વિધી માટે બાંધકામ થઈ રહયું છે. આ વિકાસ પાછળ અંદાજે 10 થી 12 કરોડ રૂપીયાના ખર્ચનો અંદાજ છે.

13. **મુકતીધામ (સિધ્ધપુર)**

સરસ્વતી નદીના કિનારે આવેલુ મુકતીધામ તા.14-06-1999 ના દિવસે સિધ્ધપુરના વર્તમાન ધારાસભ્ય બલવંતસિંહ ચંદનસિંહ રાજપુતના હસ્તે ઉદઘાટન કર્યુ હતું. અત્યાર સુધીમાં અહીં બે લાખ કરતાં પણ વધારે મૃતકોના અંતિમસંસ્કાર કરવામાં આવેલ છે. અહિં લોકોને સમગ્ર ગુજરાતમાંથી અંતિમસંસ્કાર માટે લાવવામાં આવે છે. ભારતની બહાર રહેતાં પરિવારજનો માટે અંતિમસંસ્કારનું ત્રવંત પ્રસારણ જોવા માટે સી. સી. ટી. વી. કેમેરાની વ્યવસ્થા કરવામાં આવી છે. કહેવાય છે કે સિધ્ધપુરના મુકિતધામમાં અંતિમસંસ્કાર કરવાથી મૃતકને સીધુજ સ્વર્ગમાં સ્થાન મળે છે.

**14. કાર્તિકી પૂનમનો મેળો ( સિધ્ધપુર )**

સિધ્ધપુરની સરસ્વતી નદીના પટમાં દસ દિવસ સુધી કાર્તીકી પૂનમનો મેળો કારતક માસમાં ભરાય છે. દર વર્ષે દસથી બાર લાખ લોકો આ મેળો જોવા માટે આવે છે. અહીં મેળામાં પાંચ હજાર જેટલા ઉંટોની હરાત્ર પણ કરવામાં આવે છે. તે સાથે બાળકોના મનોરંજન માટે ચકડોળ-ચકરડીનું આયોજન પણ કરવામાં આવે છે.

**15. ઈસબગુલ ઉદ્યોગ**

એશીયાનું સૌથી મોટું બજાર કે જયાં ઈસબગુલ બને છે. તે સિધ્ધપુર શહેરમાં આ ઉદ્યોગની સ્થાપના 1968ના વર્ષમાં કરવામાં આવી હતી. સિધ્ધપુર શહેરમાં ઈસબગુલની દસ જેટલી ફેકટરીઓ આવેલી છે. સિધ્ધપુર શહેર એશિયા ખંડમાં ઈસબગુલનું સૌથી વધુ ઉત્પાદન કરતું શહેર છે. અહીંનું ઈસબગુલ જર્મની, ફ્રાન્સ,અમેરીકા જેવા દેશોમાં નિકાસ કરવામાં આવે છે.

આ સિવાય પણ સિધ્ધપુરની નત્રક આવેલ સુજાણપુર ગામમાં આઈ. ઓ. સી અને એચ. પી. સી. એલના ઓઈલના કુવાઓ આવેલા છે. અહીંથી સમગ્ર ભારતમાં પેટ્રોલ-ડીઝલના જથ્થાને મોકલવામાં આવે છે. રાધનપુર તાલુકાના ચારણકા ગામમાં સોલારની લગભગ પચાસ કંપનીઓ બની છે. જેના લીધે આજુબાજુના લોકોને રોજગારી પ્રાપ્ત થઈ છે. આ સિવાય શંખેશ્વરમાં આવેલુ જૈન દેરાસર જગપ્રસિધ્ધ છે.

**16. ઉપસંહાર**

ઉત્તર ગુજરાતમાં સ્થિત પાટણને તેને ફરતે જુનો કોટ છે જે સાડા ત્રણ માઈલના ઘેરાવામાં છે અને પાટણ પાસે રાણકી વાવ જેવી વર્લ્ડ હેરીટેજ સાઈટ છે, સહસ્ત્રલીંગ તળાવ, કાલીકા માતાનું મંદિર, ત્રિકમ બારોટની વાવ, હેમચંદ્રાચાર્ય જ્ઞાન મંદિર, ખાન સરોવર જેવા પ્રવાસન સ્થળો છે. પાટણ તેના પટોળાથી વિશ્વ વિખ્યાત છે અને હેમચંદ્રાચાર્ય ઉત્તર ગુજરાત યુનિવર્સિટી દ્વારા શૈક્ષણિક વિકાસમાં પાટણનો મોટો ફાળો રહેલો જોવા મળે છે. રાધનપુરનું ભણસાળી ટ્રસ્ટ, સિદ્ધપુરમાં રૂદ્ર મહાલય, બિંદુ સરોવર અને મુકતીધામ પ્રખ્યાત છે, તેમજ સિદ્ધપુરનો કાર્તિકી પૂનમનો મેળામાં વર્ષે દસથી બાર લાખ લોકો આવતા જોવા મળે છે તથા એશીયાનું સૌથી મોટું ઈસબગુલ બજાર પાટણની પ્રસિદ્ધિ સૂચવે છે.

**સંદર્ભ**


- પરીખ, રસિકલાલ છોટાલાલ અને શાસ્ત્રી (2005). ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઈતિહાસ ગ્રંથ-4. સોલંકી કાળ. અમદાવાદઃ મો. જ. વિદ્યાભવન
- પીયાજા, સુનીતા એમ. (2013). ઉત્તર ગુજરાતના ઐતિહાસિક પ્રવાસન સ્થળ તરીકે રુદ્રમહાલયઃ સિદ્ધપુર. International Journal of Research in all Subjects in Multi Languages. 1 (2): 65-69
- Patel, H., Gajjar, G., Bhatt, D., & Patel, K. (2021). An Annotated Checklist of Avifauna from Hemchandracharya North Gujarat University Campus, Patan, Gujarat, India. Journal of Biological Studies, 3(4), 121-131.
- Shah, N. (2014). Patola: the ikat of Gujarat. retrieval on 02-09-2023 from http://drsr.daiict.ac.in/handle/123456789/517
- Prajapati, Mayurkumar & Kava, Tanisha. (2022). Rani-Ki-Vav at Patan: An Architectural Heritage The magnificent step-well of forgotten India and a monument of unfathomable love. 9. 14.
- https://patandp.gujarat.gov.in/